# હિંદુસ્તાનનો સંક્ષેત ઈતિહાસ.

મારીસ તથા એલફીન્સ્ટન સાહેબોના ઈતિહાસ
ઉપરથી બાળકોને માટે ટુંકામાં,

મુંબઈ
ઈમપીરીઅલ પ્રેશમાં છાપીયું છે,
કીમત ત્રણ આના.




શને ૧૮૭૩.

વનાર તથા વેચનાર મુંબઈ કાલકા દેવી
રાંમવાડી પાશે ઈશવરદાશ લાયબ્રેરી વા
ળાથી મળશે.

# હીંદુસ્તાનનો સંક્ષેત ઈતિહાસ.

## દેશનું વર્ણન.

ફારસી ભાષામાં હિંદુસ્તાન એટલે ઈરાણથી કાળા માણસનું રેહથાણ.

ઉત્તરમાં હિમાલ્ય પર્વત; પૂર્વમા બ્રમ્હપુત્રી નદી, અને આરેકાનનો ડુંગર; અગ્નીકોણે અગર કઈક પૂર્વમાં બંગાળાનો ઉપસાગર; દક્ષિણમાં હિંદી માહાસાગર; અને પંસચિમમાં સિંધુ નદી; એવી રીતે હિંદુસ્તાનની સીમાછે.

દક્ષિણમાં કન્યા કુમારી કેપથી તે ઉત્તરમાં હિંમાલ્યની શિખર શુધી આ દેશની લંબાઈ ૧૮૮૦ મૈલ, પૂર્વ પસચિમની પોહલાઈ ૧૬૨૦ મૈલ; અને ક્ષેત્રફળ સુમારે ૧૨૮૦૦૦૦ ચોરસ મૈલછે.

## પર્વતો.

હિમાલય, સહયાદ્રિ, વિંદયાદ્રિ, અખલી, ચિતુંર,

હારાવતી, સાતપુડા, રાજમ્હાલ, ઇત્યાદિ પર્વતોછે, તેમાં હિમાલયની હાર પૃથવી મધ્યે સર્વેથી ઉંચીછે.

## નદીયો.

ગંગા, સિંધુ, બ્રહ્મપુત્રી, નર્મદા, તાપી, મહાનદી, મહીનદી, સાબરમતી, ગોદાવરી, કૃષ્ણા, ઘટપ્રભા, મળપ્રભા, ભીમા, કાવેરી, પ્રવરા, એવી, ઘણીક નદીયો, અને નદ હિંદુસ્તાનમાંછે.

## સરોવરો.

ચિલકા, કોલેર, પલીકત, હોનાવર, સાબર, તાલ, માનસ, માનસબળ, ઉલુંર, ઇત્યાદિ, સરોવરોછે

## નાહાની સામુદ્ર ધુનીયો.

સિંહલદવીપથી ઉત્તર ટોચ અને હિંદુસ્તાનનાં મધ્યે પાલક નામની સામુદ્રધુનીછે. અને રામેશ્વર અને હિંદુસ્તાનનાં મધ્યે નાહાની સામુદ્રધુનીછે,

## અખાત, ઊપસાગર.

કચ્છનો, ખંભાતનો, મનારનો, એ ત્રણ અખાતો હિંદુસ્તાનમાંછે. અને બંગળા ઉપસાગર એ એક ઉપસાગરછે.

---

## ઊષ્ણતા.

હિંદુસ્તાનમાં સર્વ જગ્યાની હવા ગર્મ સરખી નથી. મુંબઈની હવાનું વજન આસરે ૮૨ અંશ અને નિલગિરિની હવાનું વજન ૫૬ અંશછે.

---

## ઊતપન.

ઘઉ, સતૂ, બરગ, ચોખા, અલસી, ચણા, તૂવર, જુવાર, બાજરી, મકાઈ, રાઈ, સેરડી, રૂઉ, ગળી, તલ, એલચી, આદુ, મરી, હલદ, જેશ્ટીમધ, તંમાકુ, શણ, ખસખશ, આંબા, ફણસ, નારીયળ, સોપારી, દરાક્ષ, અનેનાસ, અંજીર, નારંગી, ઈત્યાદી ; બાવળ, શીસમ. સાગ, બાંબુ આમલી, જામલી, અનેક પ્રકારના લાકડા થાયછે.

## જનાવરો.

વાઘ, હાથી, ચીત્તા, રાનીડુકર, કોહલા, તરસ, સિંહ, ગવા, રીછ, દીપડા, સસલા, વાંદરા, રાનીગૌ, ઈત્યાદી વન્યજનાવરો છે; ઘોડા, ઘદેડા, હાથી, ઊંટ, બેલ, ગાય, ડુંકર, ભેસ, પાડા, બકરી, બકરા, બીલાડી, કુત્રા, ઈત્યાદી, ગ્રામી જનાવરોછે. કાચબા, માંછલા, એકડા, ઈત્યાદી પાણીના જીવછે; ચલ્લા, કાગડા, પોપટ, કબુતર, ઈત્યાદી, પક્ષી; સાપ, વીંછુ, ઈત્યાદી દંશ કરનારા પ્રાણીહિંદુસ્તાનમાં છે.

---

## જવેરાત.

હીરા, માણેક, રતનો, અને સોના, રૂપાની રજ, તે કોઈ કોઈ ઠેકાણેથી; દગડી કોલસ્યાની ખાણો, સીંધાલુણની ખાણો; શુરોખાર, ખાર, લોખંડની ખાણો પંજાબમાં મલેછે.

## વસ્તી અને તેની ભાષા.

હિંદુસ્તાન મધ્યે હિંદી, બંગાલી, મરાઠી, ગુજરાતી, તૈલગી, તામિલ, કાનડી, અનેક એવી ભાષા છે. તેની ઉત્તપત્તી સ્વસક્રિત ભાષામાંથીયઇછે. તે મધ્યે વસતી આસરે ૧૮૪૦૦૦૦૦૦ નીછે.

---

## પ્રાચીન ઈતિહાસ.

પ્રથમ વસ્તી હિંદુસ્તાનમાં ગંગા અને જમનાં નદીને કીનારે થઈ. એ લોકો હિંદુસ્તાનની ઉત્તરેકે વાય્વ ખુણેથી આવેલા, તેનામાં મુખ્ય ચાર જાત હતી. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યને શુદ્ર ; બ્રાહ્મણો ધર્મનો બોધ કરતા, ક્ષત્રીઓ રાજ ચલાવતા, વૈશ્ય વેપાર, ખેતી વીગરે કર્તા, શુદ્ર ચાકરી વીગેરે હલકુ કામ કરતા, ક્ષત્રીઓ ઘણા કુલનાં હતા, તેમાં સૂર્ય,ચંદ્ર વંશીને જાદવ કુલ પ્રખ્યાત છે. સૂર્યવંશી રામચંદ્ર અયોધ્યામાં પ્રખ્યાત રાજા થયા. તેમણે હિંદુસ્તાનની દક્ષિણે લંકાના રાજા

શત્રુઘ્નને માર્યો; ચંદ્રવંશમાં કૌરવ પાંડવ થયા. પાંડવ પાંચને કૌરવ સો ભાઈ હતા. કુરૂક્ષેત્ર અથવા પાણીપતમાં માહાભારત જેવી તેમની લડાઈ થઈ, તેમાં પાંડવ જીત્યા; પાંડવની પક્ષમાં જાદવ કુલના કૃષ્ણ હતા. તેમનું રાજ દ્વારકામાં હતું, તે વખતે ઘણે ઠેકાણે હિંદુસ્તાનમાં જુદા જુદા રાજ હતા, તેના બાહર પ્રાંતમાં જરાસંધનું, પંજાબમાં દ્રુપદનું, દ્રાવિડમાં શીશુપાળનું, અને કેટલાક બીજા રાજા હતા. તે રાજાવો પ્રથમ કેટલા વરસ અગાઉ હતા, તે નક્કી થતું નથી કેમકે તે વખતે સંવત કે સને ચાલુ થયો ન હતો. તોપણ આસરે ૩૦૦૦) વરસથી વધારે થયા હોય એમ જણાયછે.

કોઈ વખતે અગાઉ હિંદુસ્તાનનું આખું રાજ એક રાજાના તાબામાં આવ્યું હોય એમ જણાતું નથી; તોપણ તાબાના રાજા પાસેથી મોહટા રાજાઓ ખંડણી લેતા હતા. કૌરવ, પાંડવ, થયા પછી બહાર પ્રાંતમાં ચંદ્રગુપ્ત અને અશોક એ બે

મોહટા રાજા થયા. તેમનું રાજ ઈસવીસનની અ-
ગાઉ ૩૦૦ વરસ હતું. ત્યારપછી વિક્રમનું મોહટું
રાજ માળવામાં થયું. તેનો ઠરાવેલો સંવત હિંદુ-
સ્તાનમાં હાલ ચાલેછે; તેને ૧૯૨૯ વરસ થયા.

હિંદુસ્તાનની જમીન રસાળ અને અનેક પ્રકા-
રનો હુનર હોવાથી તેનો વેપાર અને દોલત ભરપુ-
ર હતી તેથી કેટલાક પરદેશી રાજાઓ આ દેશ
જીતવાને ચહડાઈ કરીને વારમ વાર આવતા.
આસરે ૧૫૦૦) વરસ અગાઉ ઈજિપ્ત દેશનો સે-
સોસ્ત્રિસ રાજા જળમાર્ગે ફોજ સાથે આવીને પ્રથ-
મ ચહડાઈ કરી હતી; ત્યારપછી તુરકસ્તાન દેશની
સેમીરામીસ રાણીએ, અને ઈરાનનો ડરાયસ રા-
જાએ ચહડાઈ કરી હતી. તે લોકોની તવારીખ
પસ્ચિમ દેશનાં જુના ગ્રંથો ઉપર થી થોડી ઘણી
મલેછે પણ બરોબર તેનો સને મલતો નથી.

ત્યારપછી ઇસવી સનેની ૩૨૬ વરસ અગાઉ
ગ્રીસ દેશનો સિકનદર બાદશાહા ચહડી આવ્યોને

સિંધુ નદીની પાસેનો કેટલોક દેશ જીતી લીધો. તે વખતે વાવ્ય ખુણાનો પોરસ રાજા રાજકરતો હતો તેણે તેની સાથે લડાઈ કરી પણ પોતે હાર્યો.

વિક્રમ પછી ગુજરાતમાં વલ્લભીપુરમાં મોહટું રાજ થયું; તેના છેલ્લા રાજા શિલાદીત્ય પાસેથી સિંધના રાજાએ જીતી લીધું. તે પછી ગુજરાતમાં પંચાસરમાં મોહટું રાજ જયશિખરીએ સ્થાપ્યું. તે વખતે દક્ષિણમાં કલ્યાણમાં મોહોટું રાજ હતું. ત્યાં ભુવડ રાજા હતો. તેણે ત્રણવાર લહડાઈ કરી જયશિખરીનું રાજ લીધું. સને ૬૯૬ માં જય-શિખરીના કુંવર વનરાજે ભુવડનું રાજ જીતીને (પાટણ) માં મોહોટું રાજ સ્થાપ્યું. સ. ૭૪૬.

---

## અર્વાચીન ઈતિહાસ

હિંદુસ્તાનમાં મુસલમાનો આવતા પેહલા ઈ-તિહાસ લખવાનો રિવાજ ન હતો, તેથી આગલા વખતની ખરી તવારીખ મલતી નથી. અરબ-

સ્તાનમાં મુસલમાનનો ધર્મ ચલાવનાર મહમદ કરીને થયો; તેણે સ. ૬૦૯ માં એ ધર્મ ચલાવ્યો, સ. ૬૩૨ માં તે મુવા પછી પણ તે ધર્મની ગાદી-એબેસનાર ખલીફાએ એ ધર્મ ખુબ વધાર્યો. આગળ જતાં તેમણે મોહટા મોહટા રાજ જીતી લીધાં. એ મુસલમાની રાજ બહુ મોહટું થયું પણ આલસુપણાથી નબળુ થયુ ત્યારે ખલીફાના મુકેલા સુબ્બા સ્વતંત્ર થયા. તે પ્રમાણે અલપ્તગીન કરીને અફગાનીસ્તાનના સુબ્બાએ સ. ૯૬૨ માં ગીજ-નીમાં સ્વતંત્ર રાજ સ્થાપ્યું. તેના પછી તેનો જ-માઈ સબકતગીન થયો. તેણે લાહોરના જયપાળ રાજાને હરાવ્યો. એ જયપાળ લઢવા ગયો, ત્યારે તેની મદદે દીલ્લી, અજમેર, વીગેરેના રાજા ગયા હતા. સબકતગીન ૨૦ વરસ રાજ કરી ૯૯૭ માં મરણ પામ્યો, તે પછી તેનો છોકરો સુલતાન મહમદ થયો. તેણે હિંદુસ્તાન ઉપર બાર વખતે સવારીઓ કરી. તેના પેહેલા ફકત મહમદ કાસમ કરીને

ખલીફાના સરદારે સિંધપ્રાત સ. ૭૧૧ માં જીતી લીધો હતો. પણ કાસમના મરણ પછી રજપુતોએ સિંધ પ્રાંત પાછો લીધો હતો. મહમદે પેહેલી સ્વારી લાહોરના જયપાળ ઉપર કરી, તેમાં જયપાળ હાર્યો ચોથી સ્વારી જયપાળના છોકરા અનંગપાળ ઉપર સ. ૧૦૦૮ માં કરી પેશાવરના મેદાનમાં હિંદુઓનાં લાખો માણસોને હરાવ્યાં. અનંગપાળની મદદે હિંદુસ્તાનના ઘણું કરીને સર્વે મોહટા મોહટા રાજા હતા. પહાડીને જંગલી લોકો પણ આવ્યા હતા. સ્ત્રીઓએ પણ પોતાથી બનતી મદદ કરવાને ચુકી ન હતી; પણ અનંગપાળનો હાથી તેને હરાવનાર થયો. તેના હાથીને તીર લાગ્યાથી તે ઘોડા ઉપર બેઠો એટલે સીપાઇઓએ તેને દીઠો નહીં તેથી મુવેલો જાણી સર્વે નાઠા. મહમદની છેલ્લી સવારી તેણે કાઠીઆવાડમાંના સોરઠી સોમનાથ. ઉપર કરી, ગુજરાતના રાજા વલ્લભને હરાવી, મહાદેવનું દેહેરૂં લુટી, આશરે આઠ કરોડ રૂપીઆની

મીલકત લઈ, સ. ૧૦૨૪ માં પાછો ગયો. તેની બાકીની સવારી લખવા જેવી નથી; પણ થાનેસ્વરની સવારીમાં તેને ઘણો પૈસો મલ્યો. એ સ્વારીઓ કરવાની તેની મુખ્ય મતલબ પૈસો મેળવવાની; અને હિંદુઓને વટાલવાની; તેમના દેવળ તોડવાંની હતી. તેણે ઘણાં ખરાં રાજ જીત્યાં; પણ ત્યાં રાજ કરયું નથી. ફકત પંજાબમાં મુસલમાન લોકોને તેણે પેહેલ વેહલાવસાવ્યાં, અને તેજ રાજ ફકત પોતાના તાબામાંલીધું; બાકીના રાજતો લુટી, અને વટલાવી કે દેવાલ્ય તોડી પાછો જતો. તે ૩૩ વરસ રાજ કરી સ. ૧૦૩૦ મામરણપામ્યો.

મહમદ ગીજનીના વંશમાં બેહરામ રાજા થયો; તેણે ૩૪ વરસ રાજ કરયું. સ. ૧૧૫૨ માં ગોરી વંશના અલાઉદીન પાદશાહે ગીજનીનું રાજ જીતી લીધુ. તેથી બેહેરામના છોકરા ખુશરૂએ પંજાબમાં આવી સાત વરસ રાજ કરયું; ને ૧૧૫૯ માં મરણ પામ્યો. અલાઉદીન પછી તેનો છોકરો

સૈફુદીન થયો, તે એક વરસ રાજ કરી સ. ૧૧૫૭ માં મરણ પામ્યો. ત્યાર પછી અલાઉદીનનો ભત્રીજો ગ્યાસુદીન પાદશાહ થયો. તેને શાહાબુદીન નામે એક ભાઈ હતો, તેણે સ. ૧૧૫૭ માં હિંદુસ્તાન ઉપર મહમુદની પેઠે નવ સ્વારીઓ કરી.

હિંદુસ્તાનમાં તે વખતે સોલંકી જાતનો ભોળા ભીમ નામે રાજા હતો, અજમેરમાં ચોહાણ જાતનો સોમેસ્વર રાજા હતો, કનોજમાં રાઠોડ જાતનો જયચંદ્ર રાજા હતો, દીલ્લીના તોમાર જાતના રાજાને બે પુત્રીજ ફક્ત હતી, તેમાંથી એક કનોજના રાજાને અને એક અજમેરના રાજાને પરણાવી હતી. તેણે મરતી વખતે અજમેરનો કુવર પૃથુરાજને પોતાનું રાજ આપ્યું. તેથી કનોજના રાજાને ખેદ થયો. અજમેરને, ગુજરાતના રાજા સાથે લડાઇ ચાલતી, તેમાં ભોળાભીમે, અજમેરના સોમેશ્વરને માર્યો ; પણ પૃથુરાજને તાબે અજમેર અને દીલ્લી હતા. અને ખુશરૂનો છોકરો ખુશરૂ મલેક પંજાબમાં રાજા હતો.

પેહલી સ્વારી ભોળાભીમ ઉપર સ. ૧૧૭૮ માં શાહાબુદીને કરી તેમાં પોતે હારીનેનાઠો. સ. ૧૧૮૬ માં તેણે પંજાબનું ખુશરૂમલેકનું રાજ લીધુ. પૃથુરાજ ઉપર સ. ૧૧૯૧ માં શાહબુદીને પેહલી સ્વારી કરી,તે વખતે પાણીપતમાંલડાઈથઇ,તે વેળાયે પોતે હાર્યો; બીજી વખતે તેણે સ. ૧૧૯૩ માં પૃથુરાજ ઉપર સવારી કરીને માર્યો અને તેનું રાજ લીધુ.

કુતુંબુદીન નામે શાહાબુદીન પાશે ગુલામ પ્રથમ હતો પછી તે એક સરદાર થયો. તેણે ગુજરાત ઉપર સ. ૧૧૯૫ માં સ્વારી કરીને ભોળાભીમનું રાજ લીધુ, પણ તેણે બે ત્રણ વખત લડાઇ કરીનેપોતાનું રાજ પાછુ લીધુ. પછી તે સ. ૧૨૨૫ માં મરણ પામ્યો.

શાહબુદીનને લડાઇ કરવાની મતલબ લુટ મેલવવાની અને રાજો જીતવાની હતી. તેનો ભાઇ ગ્યાસુદીન ગીજનીનું રાજ લેનાર જીવતો હતો, ત્યાં સુધી લડાઇની સવારીઓ તેણે કરી હતી.

સ. ૧૨૦૨ માં ગ્યાસુદીન ૪૫ વરસ રાજ કરીને મુવાપછી શાહાબુદીન પાદશાહ થયો, પછી તેણે સવારી કરી ન હતી. દીલ્લીના પૃથુરાજનું રાજ લીધા પછી ત્યાં શાહબુદીનનો કુતુંબુદીન સુબો હતો. શાહબુદીન સ. ૧૨૦૬ માં ચાર વરસ રાજ કરી મરણ પામ્યો. તે પછી તેનો ભત્રીજો ગ્યાસુદીનનો છોકરો મહમદ પાદશાહ થયો. તેમાં સામર્થ ન હોવાથી કુતુંબુદીન શુબો પોતે દીલ્લીમાં હિંદુસ્તાનનો પાદશાહ સ. ૧૨૦૬ માં થયો. સ. ૧૨૧૨ માં છ વરસ મહમદ રાજ કરી મરણ પામ્યો એટલે ગીજનીના રાજના ભાગ પડયા, અને રાજ ટુંટી ગયું. નર્મદાની ઉત્તર તરફના ગુજરાત, માળવા, વીગરે સઘળા રાજ કુતુંબુદીને અને શાહબુદીને જીતી લીધા હતા તેથી રજપુતોના રાજની આખર થઈ.



## ગુલામ વંશ.

પ્રથમ મુસલમાની રાજ સથાપનાર દીલ્લી-
માં શાહબુદીનનો ગુલામ કુતુંબુદીન હતો, તેને
ગુલામવંશનું રાજ કેહેછે. પ્રથમ કુતુંબુદીન ૨૦
વરસ સુધી શાહબુદીનનો સુબો હતો; તે પાદશા-
હ થયા પછી ચાર વરસ રાજ કરી સ૦ ૧૨૧૦
માં મરી ગયો. તેનો છોકરો આરામ પાદશાહ
થયો, તેમાં સામર્થ નહોવાથી કુતુંબુદીનનો જ-
માઇ અલતમશ, સને ૧૨૧૧ માં રાજ લીધું.
તેણે સન ૧૨૨૫ માં બંગાળા, બહારને સિં-
ધપ્રાંત જીત્યા, ને સ. ૧૨૩૧ માં માળવા જી-
ત્યું. તેણે (કુતૂંબમનાર) નામનો મિનારો કુતું-
બુદીને બાંધવા માંડેલો પુરો કરાવ્યો, તેના વ-
ખતમાં તાતારનાં જંઘીસખાં મોગલ પાદશાહે
સિંધુ નદી સુધી આવીને દશ હજાર હિંદુને
મારી નાખ્યાં. તે અલમતશ ૨૫ વરસ રાજ
કરી સ. ૧૨૩૬ માં મરણ પામયો. તેનો છોકરો

સામર્થવાન ન હોવાથી તેની છોકરી રજીઆ બેગમે રાજ ચલાવ્યું. તે સ્ત્રી ભણેલી તથા રાજ વિદ્યામાં કુશળ હતી, પણ બદ ચાલની જણાઇ તેથી તેના અમીરોએ સ. ૧૨૩૯માં તેને મારી નાખી. તે પછી અલતમશનાં વંશમાં બે ત્રણ પાદશાહ નજીવા થયા પછી તેનો દીકરો ફરીથી ચાલનો નાસરૂદીન નામે પાદશાહ થયો, તે પોતાની સ્ત્રીને હાથે રંધાવી ખાતો, ને પોતે પુસતકો લખી જાત કમાઇના પૈસાથી ગુજરાણ કરતો, તે કોઇને દુઃખ દેતો ન હતો. તેના રાજનો સઘળો કારભાર ગ્યાસુદીન નામે વજીર કરતો. તેની દરબારમાં મોગલ પાદશાહ હોલાકુખાંનો વકીલ આવ્યો હતો, તે નાસરૂદીન ૨૦ વરસ રાજ કરી સ. ૧૨૬૬ માં મુવો.

નાસરૂદીન પછી તેનો વજીર ગયાસુદીન પાદશાહ થયો, તેજબરો જુલમી હતો, તેને એક મહમદ બીજો બકરાખાં બે છોકરા હતા, તેમાં

વાહશે મહમદ હતો, તે અગાઉથી લડાઈમાં મુવો, તેથી બકારાખાંનો છોકરો કેકુબાદને પાદશાહ કીધો, તે ગયાસુદીન ૨૦ વરસ રાજ કારભાર ચાલવી સ. ૧૨૮૬ માં મરણ પામ્યો.

કેકુંબાદને નીજામુંદીન નામે વજીર ખરાબ મળ્યો તેથી તે ખરાબ લતમાં પડયો. તેથી રાજમાં અંધેર ચાલ્યું, ત્યારે તેનો બાપ બકારાખાં જે બંગાળાનો સુબો હતો, તે સમજાવવા આવ્યો, તોપણ તેનું માન્યું નહી. અંતે તેની ફોજ કરીને, ખીલચી જાતના લોકોએ તેને મારીને પોતાના સરદાર જલાલુંદીનને પાદશાહ સ. ૧૨૮૮ માં કીધો.

## ખીલચી વંશ.

ખીલચી જાતનો જલાલુંદીન ૭૦ વરસની ઉમરનો પાદશાહ સ. ૧૨૮૮ માં થયો, તે ઘણો ભોળો અને દયાળુ હતો; તેથી ખીલચીવંશ કેહવાયછે. તેનો ભત્રીજો અલાઉદીન લડાઈનું

કામ કરતો. તેણે પ્રથમ સ. ૧૨૯૫ માં નર્મદા ઉતરી દેવગીરી (દોલતાબાદ) ના રાજા રામદેવ ઉપર સવારી કરી, તેને હરાવી ખંડણી લીધી. ત્યાંથી પાછા વળતા એનો કાકો જલાલુદ્દીન મળવા આવ્યો, તેને મારી નાખીને, તેની બેગમને કેદ કરી, તથા તેના બે છોકરાંને સ. ૧૨૯૫ માં મારી નાખ્યા; અને પોતે પાદશાહ થયો. જલાલુદીને સાત વરસ રાજ કર્યું.

ગુજરાતમાં તે વખતે વાઘેલા વંશનો છેલો રાજા કરણ ઘેલો હતો. તેની પાસેથી સ. ૧૨૯૭ માં અલાઉદીને પોતાના ભાઈ અલફખાંને મોકલી ગુજરાતનું રાજ લીધું. ખંભાતનો એક ગુલામ ઘણો રૂપાળો કાફુર નામે હતો; તેને અલફખાંને અલાઉદીન પાસે મોકલ્યો. તે કાફુરે દક્ષિણમાં સવારીઓ કરીને મોટી મોટી જીત મેળવી, તેથી અલાઉદીનની તેની ઉપર પ્રીતી થઈ. તેણે દેવગીરીથી રામેશ્વર સુધીનો મુલ-

ક જીતી, લુંટી લીધો. તેવેળાયે પુતલુંધખાંન નામે મોગલ સરદારે હિંદુસ્થાન ઉપર હુમલો કરયો હતો, પણ તે હારીને ગયો હતો. જેમ અલાઉદીને પોતાના કાકા વડે મોટો થઈ તેનેજ મારયો, તેમ કાપુરે અલાઉદીનને ઝેર દઈ સ. ૧૩૧૬ મા મારી નાખ્યો. અલાઊદીનનું રાજ ઘણું ફેલાયલું ને આબાદ હતું, પણ તે ખુની-ના નામે ઓલખાતું.

કાપુર નીરાતે રાજ કરી ન શકયો, અલાઉદીનના મુબારક નામે છોકરાએ તેને મારીને રાજ તરત લીધું. મુબારક ભલો ન હતો, તેથી તેના વજીર ખુશરૂએ ચાર વરસમાં તેને મારીને શ૦ ૧૩૨૧ માં રાજ લીધુ. ખુશરૂ ઘણો જુલમી હોવાથી પંજાબના સુબા ગાંજીખાંને તેને હરાવી મારી નાખ્યો. પાદશાહી કુટુંબનો કોઈ વારસ ન હોવાથી સર્વે રૈયતે, લસકરે તેનેજ સ૦ ૧૩૨૧ માં પાદશાહ કર્યો. તેણે પોતાનુ

નામ ગયાસુદીન તઘલખ રાખ્યું.

## તઘલખ વંશ.

ગયાસુદીન તઘલખ વંશનો પાદશાહ સ૦ ૧૩૨૧ માં થયો, તે ઘણો ડાહ્યો હતો. તેનો છોકરો જુમાખાં લડાઈનું કામ કરતો. તેણે તેલંગણ ઉપર બે વાર સવારી કરીને ત્યાંના રાજાને હરાવ્યા. બીજી સવારીથી પાછા ફરતા તેના બાપની મુલાકાતનો જે તંબુ હતો, તે પડયાથી ગયાસુદીન તથા તેનો નાહનો છોકરો સ૦ ૧૩૨૫ માં મરણ પામ્યો. તેથી જુમાખાં પાદશાહ થયો.

જુમાખાં અવિચારી પાદશાહ હતો. તેના વખતમાં બંગાળા, દક્ષિણ ને ગુજરાતમાં બંડ ઊઠયાં. તેમાં બંગાળાના બંડખોર ફકરૂદીને સ૦ ૧૩૩૯ માં સ્વતંત્ર રાજ સથાપયું. વરંગુળ તથા વિજયનગરમાં સ૦ ૧૩૪૪ માં હિંદુ સ્વતંત્ર રાજ થયા. દક્ષિણના બંડનો આગેવાન જાફર-

ખાં હતો. તે પ્રથમ દીલીમાં કાંગો નામના બ્રાહ્મણને ઘેર ગુલામ હતો, ત્યાંથી બ્રાહ્મણે તેને ભવિષ્ય કહી છોડી મુકયો, કે તું આગળ જતા પાદશાહ થઇશ. તેણે સ૦ ૧૩૪૭ માં દોલતાબાદમાં સ્વતંત્ર રાજ સ્થાપ્યું. તેથી તે રાજનું નામ બ્રાહ્મણી વંશ પાડયું. એ રાજ દક્ષિણમાં ઘણું બળવાન થઇ ગયું. ગુજરાતના બંડનું સેરટ આણવા, જુમાખાં, બંડખોરની પછવાડે સિંધનાં ઠઠા શેહેરમાં ગયો, ત્યાં સ૦ ૧૩૫૧ માં મરણ પામ્યો. તેણે છત્રીશ વરસ રાજ કર્યું. તેણે રૂપીઆનાં શીકકામાં તાંબાના કડકા ચલાવ્યાં, ચીન જેવું બળવાન રાજ જીતવા એકલાખ માણસ મોકલ્યા, દીલ્લીમાંથી રાજધાની દોલતાબાદમાં લઇ જવાને ઘણાક લોકને દુખ દીધુ.

જુમાખાં પછી તેનો ભત્રીજો નાસરૂદીન પાદશાહ થયો. તેનાથી ગુજરાતનું બંડ સમ્યું નહી, તેથી લડાઇની ખટપટમાં પડયો નહી,

પણ રૈયત સુખી થાય માટે રસતા, કુવા, ધર્મ-
શાળા, નિશાળો વિગેરે કરી, ખેતીના સુખને
માટે જમના નદીથી સતલજ નદી સુધી કેટલાક
નહેરો ખોદાવી તેણે સહજા સંપથી ૩૭ વરસ
રાજ કરયું. સં ૧૩૮૮ માં મરણ પામયો. તે
પછી તેનો છોકરો નાસરૂદીન પાદશાહ થયો. તે
ભલો ન હોવાથી રાજમાં ગડબડ થઇને એક
બે વખતે તેણે રાજ ખોયું, અંતે તેના મુવા
પછી તેનો ભાઇ મહમદ સં ૧૩૯૪ માં પાદ
શાહ થયો. તે નાહની ઉમરનો હોવાથી, તેનો
ગુજરાતનો સુબો તેની વતી સં ૧૩૯૬ માં
સ્વતંત્ર પાદશાહ થયો. મુજફરના છોકરા અ-
હમદે સં ૧૪૧૨ માં અમદાવાદ વસાવ્યું, તેના
વખતમાં એક મોગલ સરદાર તૈમુર સં ૧૩૯૮
માં પંજાબને રસ્તે દીલ્લીમાં લુટ મેળવતો અને
માણસોનો ઘાણ વાળતો આવીને તુરત પાછો
ગયો. તે વેળા મહમદ ગુજરાતમાં નાશી ગયો,

ત્યાંથી તૈમુર ગયા પછી મહમદ પાછો આવી સ૦ ૧૪૧૨ સુધી રાજ કર્યું. તે પછી દોલત-ખાં લોદી સરદાર હતો. તે રાજ ચલાવતો હતો, તેવામાં પંજાબના સુબા ખીજરખાં સૈયદે રાજ જીતી લીધું. સ૦ ૧૪૧૪

## સૈયદ તથા લોદી વંશ.

ખીજરખાં સાત વરસ રાજ કરી સ. ૧૪૨૧ માં મુવો તે પછી દીલ્લીના રાજની પડતી થઈ. મુબારક, મહમદ, ને અલાઉદીન એક પછી એક રાજા થયા. છેલ્લા અલાઉદી-નના વખતમાં રાજની હદ દીલ્લી શેહરમાંજ આવી રહી; તેથી તે સરમાઈને બહીલોખાં સ-રદારને દીલ્લીનું રાજ સ. ૧૪૫૦ માં સોંપીને પોતે દીલ્લીની ઉત્તરે ૭૦ મૈલ પરના બુદાયુન ગાંમમાં ગયો.

બહીલોખાં લોદી જાતનો હતો, તેથી લોદી વંશ કેહેછે. તેણે પંજાબ, બંગાળા, બહાર,

આગ્રા, જુવાન પુર, વીગેરે જીતીને રાજની હ-
દ વધારી, તે ૩૮ વરસ રાજ સારી રીતે કરીને
સ. ૧૪૮૮ માં મુવો. તે પછી તેનો પુત્ર શિકન્દ-
ર પાદશાહ થયો. તે ધર્મા ભિમાની, નેક ઇન્સા-
ફી હતો. તેણે ઘણી લડાઇઓ કરી ઘણો મુલક
મેળવ્યો. સ. ૧૪૯૮ માં યુરોપખંડના પોરટું-
ગાલના પોર્ટુગીજ પેહેલ વેહલા વેપાર કરવા
હિંદુસ્થાનમાં આવ્યાં. તેઓ પેહેલા દક્ષિણમાંના
કલીકોટ બંદરમાં ઉતરયા, ત્યારે તેનો આગેવાન
વાસકોડી ગામા નામે હતો. કલીકોટથી તેઓ
ગોવા બંદરમાં આવ્યા. ને ત્યાંથી ગુજરાતનાં
દીવા બેટ ને દમણ બંદર લીધા. યુરોપખંડના
ઇટાલી દેશના રેહેવાશી કોલંબસે સ. ૧૪૯૨
માં સ્પેનસના રાજાની મદદથી અમેરીકાખંડ
શોધી કાહડયો. પોરટુંગીજ લોકોની દેખાદેખી-
થી યુરોપના બીજા લોકો પણ વેપારને અર્થે
આવવા લાગ્યા. તે પછી મુલક જીતવા લાગ્યા.

સ. ૧૫૧૬ માં શિકન્દર ૨૮ વરસ રાજ કરી મરણ પામ્યો.

શિકન્દર પછી તેનો છોકરો ઇબ્રાહિમ પાદશાહ થયો. તે તેના બાપ જેવો તેજ ન હતો, તેથી રાજમાં બંડ ઉઠયાં, ને તેના સુબા સબળા થઈ ગયા, પંજાબના સુબા દોલતખાંએ સ. ૧૫૨૬ માં કાબુલ મોગલ પાદશાહ બાબરને બોલાવ્યો, તેણે પાણીપતમાં લડાઇ કરીને હિંદુસ્થાનનું રાજ જીતી લીધું. ઇબ્રાહિમે દશ વરસ રાજ કર્યું.

## મોગલ વંશ.

તાતાર દેશનાં ફરગાન પ્રાંતનો રાજા જે તૈમુરથી છઠો પુરૂસ બાબર નામે હતો. તેનો બાપ એને બાર વરસનો મુકીને મુવો સ.૧૪૯૪ માં એ ગાદીએ બેઠો, ત્યારે તેના કાકા એનું રાજ લેવાને નીકલ્યા; તેમને હરાવીને સમરકંદ લીધું. એક બે વાર સમરકંદ, ફરગાન ખોઈને, જીતીને આખરે ઉસબેક જાતના લોકોથી હા-

રીને નાઠો, પછી ઘણી મેહનતે કાબુલનું રાજ સ. ૧૫૦૪ માં મેળવ્યું. ત્યાંથી પંજાબના સુબાની મદદે લાહોર, લુધીઆણાને રસ્તે આવી ઇબ્રાહિમને મારયો. ઇબ્રાહિમ પાશે એકલાખની અને બાબર પાસે બાવન હજારની ફોજ હતી, પણ ઇબ્રાહિમ મુવાથી તેનું આગ્રા લીધું. પછી ચાર મહીનામાં સઘળો મુલક ઇબ્રાહિમનો લીધો.

સ. ૧૫૨૭ માં આગ્રા પાસે અજમેરના રાણા સંગ નામે રજપુત રાજા સાથે બાબરને લડાઈ થઇ, સંગની મદદે લોદી વંશના કેટલાક હાકેમો હતા, તેમાં મેવાડનો રાજા હસનખાં લોદી વંશનો હતો, તેને મારીને રાજા સંગને હરાવ્યો. તેથી ચંદેરી, બહાર, અયોદયા વગેરે બાબર જીત્યો ; પણ તેવામાં તેનો મોહટો કુંવર હુમાયું માંદો પડ્યો, ત્યારે બાબરે પરમેસ્વરની સ્તુતિ કરી, તેનું દુખ પોતે માગ્યું. હુમાયું તો સાજો થયો, પણ પોતે માંદો પડ્યો, તે આ-

ગ્રામાં સ. ૧૫૩૦ માં મરણ પામ્યો. તેણે ૩૮ વરસ રાજ કરયું. તે લડાઇમાં શુરો, ચતુર, મેહનતું, હસમુખો ને માયાળું હતો, રાજકારભારમાં, રૈયતના સુખમાં વધારો કરવા, તેણે નેહેરો, તળાવો, રસ્તા વગેરે બંધાવ્યાં હતા.

## હુમાયું.

બાબરના હુમાયું, કામરાન, હિંદાલ, મિરજાઅસ કરી નામે ચાર છોકરામાંથી મોહટો હુમાયું સ. ૧૫૨૬ માં દીલ્લીની ગાદીએ બેઠો. કાબુલ, પંજાબનુ રાજ કામરાનને આપ્યું. ત્યારથી હુમાયુંનો વખત લડાઇમાં ગયો. ગુજરાતનું રાજ સ્થાપનાર પાદશાહ મુજફ્ફરશાહના વંશનો બાહાદુરશાહ નામે પાદશાહ હતો, તેની સાથે ઇબ્રાહિમ લોદીનો કાકો અલાઉદીન મળો-ને હુમાયું સાથે માળવામાં મંદેસર આગળ લડાઇ કરી, તેમાં ગુજરાતનો પાદશાહ સ. ૧૫૩૫ માં હારયો, તેનું પાવાગઢ હુમાયુંએ લીધું.

બાબરની સાથે લડાઇમાં આવેલા શિરખાં કરીને અફગાન સરદાર હતો, તેણે બંડ કરી બંગાળાને બહાર પ્રાંત લીધા. હુમાયું એ સ. ૧૫૩૯માં બકસર આગળ અને તે પછી કનોજ આગળ શિરખાં સાથે લડાઇ કરી, પણ હુમાયું બંધે લડાઇ હારયો તેથી નાહાશીને પંજાબ થઇ સીંધમાં રહયો. સિંધના અમરકોટ પાસે હુમાયુંની સ્ત્રીને અકબર નામે છોકરો થયો. તે લઇ ત્યાંથી કંદહાર થઇ સ. ૧૫૪૩ માં ઇરાનના પાદશાહની મદદ લેવા ગયો.

શિરખાં સ. ૧૫૪૦ માં આવીને દીલ્લી, આગ્રા જીતીને પોતે ગાદીએ બેઠો. તેણે જોધપુરના રાજા માલદેવ સાથે લડાઇ આદરી, કલીંજરને ઘેરો સ. ૧૫૪૪ માં ઘાલ્યો તેમાં દારૂખાનું હતું તે સળગવાથી, શિરખાં બળી મુવો. તેણે ૪ વરસ રાજ કરયું. તે લડાઇમાં શુરો, રાજનીતીમાં કુશળ, રૈયતના સુખ માટે બંગા-

લેશી સિંધુ નદી સુધી રસ્તો બંધાવીને તેની બેહુ બાજુએ ઝાડો રોપાવ્યાં, ધર્મશાળા, સદાવ્રતો વીગરે સારાં કામો કરયા.

શેરખાંના બે છોકરામાં મહમદ આદીલી મોહટો, ને સલિમ નાહનો હતો, મોહટો ગાદીને લાયેક ન હોવાથી સલિમ ગાદીએ બેઠો. એણે દિલ્લીમાં સલિમ ગઢ નામે કિલ્લો બંધાવ્યો. સં. ૧૫૫૩ માં નવ વરશ રાજ કરી તે મુવો. તેના બાપના જેવો તે પ્રાક્રમી ન હતો.

સલિમ પછી તેનો મોહટો ભાઈ મહમદ આદીલી ગાદીએ બેઠો, તેની પાસેથી સ.૧૫૫૫ માં હુમાયું એ રાજ જીતી લીધું.

મુસલમાની ધર્મમાં શિઆ, સુન્ની એ બે પંથછે. શિઆ પંથના ઇરાનના પાદશાહા તમસ્પે સ. ૧૫૪૭ માં હુમાયું પાસે શિઆપંથ પોતે અને તેની રૈયતને પળાવવાની કબુલાત લઈને લસકરની મદદ આપી, તેવડે કાબુલ, કંદહારમાં

તેના ભાઇઓ સાથે લડીને જીત્યો. તેને કામરાને લડાઈમાં હરાવ્યો માટે રીસથી કામરાનની આંખો ફોડીને પંજાબમાં થઇ, આદીલી પાસેથી હિંદુસથાનનું રાજ લીધું. દીલીમાં તેના મેહલની સોડીએથી ઉતરતા સ. ૧૫૫૫ માં લપસી પડીને તે મરણ પામ્યો. હુમાયું એ ૨૬ વરસ રાજ કરયું. તેમાં ૧૬ વરસ રાજ ખોઇ રખડયો, તેણે સરવે વખત લડાઇમાંજ કાહડયો.

## અકબર.

અકબર ૧૩ વરસનો હતો ત્યારે ગાદીએ બેઠો. બેહેરામ તેના બાપના સરદારે આદીલીના વજીર હેમુને પાણીપતમાં હરાવયો, બેહેરામ અહંકારી હોવાથી અકબર સાથે તરત અણબનાવ થયો, તેથી તે બંડ કરી પકડાયો, ત્યારે તેને મક્કે હજકરવા અકબરે મોકલ્યો, ત્યાં જતા રસ્તામાં તેને કોઇએ સ. ૧૫૬૦ માં મારી નાખ્યો. અકબરે પછી પોતાના સુબા સરદારોનો બદોબસ

સ. ૧૫૫૬ માં રાખ્યો, જેપુરની રાજકન્યાને પરણ્યો. ચિતોડના રાણા સિંગનો પુત્ર ઉદયસિંગ સાથે સ. ૧૫૬૮ માં લડાઇ કરીને નશાડયો, તેના વજીર જયમલને અકબરે મારયો; પણ ઉદયસિંગના કુવર પ્રતાપસિંગે પોતાના બાપનો સર્વે મુલક પાછો લઇ ઉદયપુરમાં રાજગાદી કરી. તેના વંશનું રાજ હાલ ચાલેછે.

ગુજરાતમાં તે વખતે ત્રીજો મુજફર રાજા બાહાદુરશાહાના વંશનો હતો. તે સામર્થવાન ન હોવાથી તેનું રાજ સ. ૧૫૭૩ માં અકબરે જીતી લીધું. તે પછી મુજફરે બંડ કરયું, તેમાં પકડાયાથી આપઘાત કરી સ. ૧૫૮૯ માં તે મુવો.

મુજફરનો ભાઇ હકીમ નામે કાબુલનો સુબો જે હતો તે સ. ૧૫૮૫ માં મરણ પામવાથી, કાબુલ અકબરને તાબે થયું. અકબરના માનસિંગ અને ટોડરમલ સ. ૧૫૮૬ માં

કાસમીર પ્રાંત જીતી લીધું. સ. ૧૫૯૨ માં બંગાળાનાં હાકેમ દાઊદ સાથે લડીને લીધું.

પેશાવરના જંગલમાં યુસફજી જાતનાં, રોશનીઆ પંથના લોકો જબરા રેહેતા હતા, તે લોકોએ બંડ કરયું, તેનો બંદોબસ્ત કરવાને સ. ૧૫૮૬ માં અકબરે જેનખાં દુધભાઈને, બીરબલ વજીરને મોકલ્યાં, એ બેહુને અણુબનાવ હોવાથી બીરબલ આગળ ગયો. તે લડાઈમાં મારયો ગયો. તેથી અકબરે તોડરમલ તથા માનસિંગને મોકલ્યા. તેમણે ઘણી મેહેનતે સ. ૧૬૦૦ માં તેના જલાલ સરદારને મારી વશ કરયાં. એટલામાં અકબરે સ. ૧૫૯૪ માં સિંધ, કંદહાર લીધા.

બ્રાહમણી વંશનું રાજ અહમદનગર, વિજાપુર, ગોવલકોંડા, અલીપુર જુમાખાનું સ્થાપેલું, તેના ચાર ભાગો થયા હતા. અહમદનગરનો રાજા મરવાથી તેની ગાદીનો દાવો ચારે જણ

કરતા હતા. તેમાંથી એકે અકબરની મદદ માગી, તેથી અકબરે ગુજરાતના સુબા મુરાદ નામે છોકરાને, તથા મીરજાખાં નામે સરદારને મોકલ્યા, તેની સાંમે ચાંદબીબીએ લડાઈ કરી. તે ઘણી બાહાદુર હતી, પણ મુરાદે વરાડ પ્રાંત લઈને સહલા કરી. તે પછી એ પ્રાંતની હદ બાબત ફરીને લડાઈ ઊઠી, તેમાં અકબર ગયો, ચાંદબીબી, તેની સાથે લડતાં કોઈએ તેને કપટથી મારી નાખી. અકબરે ખાંનદેશ જીતીને વિજાપુર સાથે સલાહ કરી, ત્યાંની રાજકન્યા સાથે અકબરે દાનીઅલ છોકરાને પરણાવ્યો. અકબરને ત્રણ છોકરામાં મોહટો સલીમ બદચાલનો હતો. નહાનો મુરાદ, દાનીઅલ એ બે દીકરા અને તેની માતા એકપછીએક મરણ પામવાથી, તેની દીલગીરીમાં અકબર પોતે માંદો પડ્યો. તે વેલાયે સલીમ દીકરાને, તથા પોતાના સરદારો, અમીરોને બોલાવી રાજની ભલા-

મણ કરી સ. ૧૬૦૫ માં મરણ પામ્યો. અકબરે ૫૦ વરસ રાજ કર્યું.

અકબાર બુદ્ધીવાન, ઊંચો, સ્વરૂપવાન, લડાઈમાં શુરો ને ચંચળ, નીતિવાન હતો. તેણે દરેક ધર્મની તપાસ કરાવી. તેમાં હિંદુ, મહમદયન, ખ્રીસ્તીઓ, એ ત્રણે ધર્મના હતા. દરેક ધર્મવાળાને પોતાના ધર્મમાં હરકત ન કરતો, હિંદુઓમાં બાળવિહવાહ થતો અટકાવ્યો, પુનરવિવાહ કરાવ્યો, ને સતી થવાની ચાલ અટકાવી. હિંદુ પાસેથી જાત્રાનો, માથાવેરો લેવાતો બંધ કરયો. અગાઊના રાજવંશી એકુંત ઉપર જુલમી કરો લેતા, તે કાહાડી નાખી, ટોડરમલ સરદાર પાસે જમીનની માપણી મપાવી, દર વિગાનો પાક નક્કી કરી, તેનો ત્રીજો ભાગ સરકારનો ઠરાવ્યો. સરકારના ભાગના રૂપીઆ કે દાણા જે આપે તે લેવાની છુટી રાખી. તે રાજના ૧૫ મોહટા ભાગ કરી, તેના ઉપરી ૧૫) સુબા

રાખી, તેની નામે દરેક મામલતદાર આપી, એકુંત પાશેથી જમાબંધી વસુલ કરતા.

—o—

## જાહાંગીર

સ. ૧૬૦૫ માં સલીમ ગાદીએ બેઠો તે વેલાયે પોતાનું નામ જહાંગીર રાખ્યું. તે પછી તેના મોહટા દીકરા ખુશરૂએ બંડ કર્યું, પણ તે પંજાબમાં પકડાયો; તેને સ. ૧૬૧૦મા કેદ કરયો.

અકબરના વખતમાં એક ઇરાંણી કંદહારમાં ગયો હતો, તેને પુરૂ ખાવાનું નહી મળેવાથી તેની "નુરજહાં" નામે છોકરીને, એક શાહુકારને આપી, તે હિંદુસ્થાનમાં લઇ ગયો, અકબરનો છોકરો સલીમ તેને પરણવા માગતો હતો, પણ અકબરે શેર આફગાન નામે સરદાર હતો, તેની સાથે તેને પરણાવી; પણ અકબર મુવા પછી તે સરદારને મારી નખાવી સ. ૧૬૧૧ માં નુરજાહ સાથે જહાંગીર પરણ્યો.

અકબરે અહમદનગર જીતી લીધું હતું, તે વેળાએ રાજધાની અહમદનગરમાં કરીને, મલીક અંબર સરદારને વજીર દાખલ રાખેલો હતો, તેણે સ. ૧૬૧૦ માં અમદનગર પોતાના તાબામાં લીધું, તે પાછું લેવા માટે સ. ૧૬૧૨ માં ગુજરાતથી અબદુલાખાં ગયો, પણ તે હારયો. તે પછી જહાંગીરનો છોકરો ખુરમ, જેનું નામ પાછલથી શાહાજાહ રાખ્યું, તેને સ. ૧૬૧૬ માં મોકલ્યો. તેણે અહમદનગર લીધું, તે વખતે જહાગીરનો મોહટો છોકરો ખુસરૂ, કેદમાં હતો તે મરણ પામયો. જહાગીરની રાજ ગાદી, અપાવવાની મરજી નુરજહાની શેહરીઆરને હતી, તેથી શાહજહા ઉપર અદેખાઈ કરવા લાગી. જહાગીરને નુરજહાએ, ઊલટું સમજાવી, શહાજહાની સામે મોહબતખાં સરદાર અને પરવીજ છોકરાને મોકલ્યો. તેથી તે બંગાળે નાશી ગયો. તેની પાછલ બેહુ ગયા, એટલે

શાહજહા દક્ષિણમાં આવયો. એટલામાં પરવીજ મરી ગયો. નુરજહા સમજી કે મોહબતખાં, હવે જબરો થયો, તેથી તેના ઊપર તોહમત મુકી હજુરમાં બોલાવયો; મોહબતખાં તેની મતલબ સમજયો, તેથી ૫૦૦૦ રજપુતો લઈને ગયો, તે વેળાયે જલમ નદી ઊપર પકડયો. જહાગીરને, નુરજહાને કેદ કરી; ત્યાંથી તે કપટથી બેહુ છુટયા. એટલે મોહબતખાં, શાહજહા પાસે આવી મળી ગયો. તે પછી કાસમીરમાં જહાગીર સ. ૧૬૨૭ માં મરણ પામ્યો.

સ. ૧૬૧૨ માં અંગ્રેજ લોકો જહાગીરના વખતમાં આવી, સુરતમાં વખાર કરી, તે પછી સ. ૧૬૧૪ માં સર ટામસરો નામે ઇંગલાંડનાં ૧ લા જેમસ પાદશાહનો વકીલ થઈ જહાગીરની દરબારમાં આવયો હતો, તેણે તે રાજનો ઇત્યાસ લખેયોછે, કે ઇજારદારોનો જુલમ, અને દરબારના માણસો લાંચીઆ હતા.

## શાહજહાં.

જહાંગીરને, ખુસરૂ, શાહજહાં, શેહરીઆ-રને પરવીજ એ ચાર છોકરામાં શાહજહાં, શે-હરીઆર જીવતા હતા. નુરજહાંનાં ભાઇ અશો-ફખાંએ શેહરીઆરને મારી નાખ્યો; નુરજહાંને કેદ કરી શાહજહાને દક્ષિણમાંથી બોલાવી ગા-દીએ બેશાડયો.

ખાંજહાં નામે સરદારે દક્ષિણમાં બલવો કરયો, તેથી શાહજહાં ત્યાં ગયો, તેને નસાડી રસ્તામાં પકડીને મારયો. અહમદનગરનો વજીર મલીકઅંબર મરી ગયાથી તેના દીકરા ફતેખાં-ને તે જગા આપી. ફતેખાંની ચાલ સારી ન હોવાથી, મોહબતખાંએ ફતેખાંને હરાવયો. તેથી તે દીલ્લી ગયો. શાહજી નામના સરદારે ત્યાંની વજીરાત લઇ, એક બીજા હાકેમને ગાદીએ બેશાડયો હતો. સ. ૧૬૩૭ માં શાહજહાં દક્ષિ-ણમાં આવી અહમદનગર જીતી લીધું. તે પછી

તેણે કંદહાર, બદખ જીત્યા. પણ તે જતા રહ્યા. ઔરંગજેબ દક્ષિણનો સુબો થઈને ગયો, ને તુરત સવારી કરી વિજાપુર, ગોવલકોંડાના રાજા પાસેથી ખંડણી લીધી.

શાહજાહાં સ. ૧૬૫૭ માં માંદો પડ્યાથી તેનો મોહટો છોકરો દારાં અને નાહનો સુજા પોતપોતાને પાદશાહ કેહવડાવવા લાગ્યા. ઔરંગજેબે કપટથી મોરાદને પાદશાહ કરવાની આરુયા આપી. તેવી રીતે ચારે છોકરાવોનો, કુસંપ થવાથી, દારાંએ પોતાના દીકરા સુલેમાનને સુજા ઉપર મોકલ્યો. ઔરંગજેબે ફોજ એકઠી કરી, દારાંના સરદાર જસવંતસિંગ જે જોતપુરનો રાજા હતો, તેની સાંમે ઊજનમાં લડાઇ કરીને હરાવયો. દારાં ગભરાઇને પોતાના છોકરા સુલેમાન સાથેનું મોહટું લસકર પાછું આવવાની રાહ ન જોતા, અને પોતાના બાપ શાહજહાની શીખામણ ન માંનતા, પોતાનો ભાઇ મુરાદ, અને

લસકર સાથે લઇ આગ્રા આગળ આવયો. લડાઇમાં દારાંના હાથીને સલગતો ટકું લાગ્યાથી દારાં પોતે ઘોડા ઉપર બેઠો, એટલે લસકરે તેને દીઠો નહી, તેથી લડાઇમાં ભગાણુ પડયું; દારાં ન્હાસી ગયો. મુરાદને ઔરંગજેબે પકડી દીલ્લીમાં કેદ કરયો. શાહાજહાને પણ નજરકેદ રાખી, ઔરંગજેબ સ. ૧૬૫૭ માં ગાદીએ બેઠો, શાહાજહાએ ૩૧ વરસ રાજ કરયું.

અગાઉના પાદશાહો કરતાં શાહજહને ખુબસુરત ઇમારતોનો બહુ શોખ હતો, તેથી લડાઇમાં તેનો મુલક ઉજડ થયો ન હતો; એણે રતનજડાવ સિંહાસન મોરના આકારનું કરાવયું હતું, અને બેગમને માટે આગ્રામાં તાજમેહેલ કરાવેલોછે, તેની તારીફ દુનીયામાં થાયછે.

—o—

## ઔરંગજેબ.

ઔરંગજેબ ગાદીએ બેઠા પછી, તેનો

ભાઇ સુજા, ને દારાંના સરદાર જસવંતસિંગ સાથે અલહાબાદ આગલ લડાઈ થઇ, પણ સુજા હાર્યો, એટલે નાહાસીને જોધપુર ગયો. પછી ઔરંગજેબનો દીકરો સુલેમાન, સુજાને મલી ગયો, પણ તેને પસતાવો થવાથી સુજાને છોડી પાછો ગયો, એટલે ઔરંગજેબે છોકરાને કેદ કર્યો, આરાકાનમાં સુજા ગયો, ત્યાંનાં બંડમાં સુજા, તેની સ્ત્રી, તેના છોકરા તે સર્વે મારયા ગયા.

દારાં, આગ્રામાંથી હારીને લાહોર, સિંધમાં થઇ ગુજરાત ગયો. તેને (મુરાદના સસરા) એ લસકરની મદદ આપી, તે લઇ અજમેર ગયો, ત્યાં ઔરંગજેબ સાથે લડતા દારાં હાર્યો, તેથી ગુજરાતને મારગે સિંધ ગયો. સિંધની પુર્વેના એક તાલુકદારે કપટથી દારાંને પકડી ઔરંગજેબ પાસે મોકલવાથી તેને મારી નાખ્યો.

વિજાપુરનાં આગલા હાકમે અહમદનગરના વજીર શાહજીને મૈસુરની જાગીર આપી હતી.

અહમદનગરના હાકેમે એ શાહજીના બાપ માલોજીને પુના, સુરત જીલ્લામાં જાગીર આપી હતી. પછી અહમદનગરના સરદાર જાદવરાવની કુવરી જીજાબાઇ સાથે શાહાજી પરણ્યો હતો, તેને સ. ૧૬૨૭ માં શિવાજી નામે પુત્ર થયો.

શિવાજી પુનામાં કોડદેવ નામે બ્રાહમણ પાસે રહી મોહટો થયો. તેણે તરતજ વિજાપુરમાં સિંહગઢ, પુરંદર, તોરણા વિગેરે કીલ્લા લીધા. તેથી વિજાપુરના રાજાએ તેના બાપને કેદ કર્યો. તેણે દીલ્લીનાં તે વેળાના શાહજહાં નામે પાદશાહની મદદથી શિવાજીએ પોતાના બાપને છોડાવ્યો, અને વિજાપુરના સરદાર અફજલખાંની ફોજને હરાવી, તેને કપટથી પ્રતાપગંઢના કિલ્લા આગળ મારયો.

ઔરંગજેબ તે વેળા પોતાના ભાઇઓથી પરવારેલો હતો, તેણે શિવાજીની ચહડતી જોઇ પોતાનાં સરદાર સાહિસ્તખાંને શિવાજી ઉપર

મોકલ્યો, તેને પણ કપટથી સ. ૧૬૬૨ માં શિવાજીએ હરાવયો. સ. ૧૬૬૪ માં શિવાજીએ સુરત લુટયું. દક્ષિણમાં શાહાજીએ ખુબ મુલક જમાવેલો હતો તે સ. ૧૬૬૪ માં મરી ગયો, તેથી શિવાજી પોતાને રાજા કેહવડાવવા લાગ્યો, માટે ઔરંગઝેબે લસકર મોકલ્યું, તેને તાબે થઇ શિવાજી દીલ્લી ગયો. તેને કેદ કરયો. કેદમાંથી સાધુસંતને મીઠાઇ મોકલતા, પોતે તે ટોપલામાં બેશી નાશી ગયો. સ. ૧૬૬૬ માં શાહજહાં મરી ગયો, ઔરંગઝેબના સરદારોએ બંગાળાની પુર્વેનાં કાશ્મીર, ઉત્તરમાં તીબેટનો ભાગ જીતી લીધો. શિવાજીએ અકબરનાં જેવી ફોજ જમાવી સ. ૧૬૭૨ માં ખાંનદેશ તથા સુરત લુટીને ઔરંગઝેબના સરદાર મોહોબતખાંને હરાવી, શિંહગઢનો કીલ્લો જીતી લીધો.

અફગાન લોકોએ સ. ૧૬૭૧ માં બળવો કર્યો. તે સમયે નહી સ. ૧૬૭૬ માં રત

શામી જાતના વેરાગીઓએ બળવો કીધો, તે
સ. ૧૬૮૦ માં ઔરંગજેબે બેસાડયો. શિવાજી
મરી ગયો, તેનો છોકરો સંભાજી ગાદીએ બેઠો.
ઔરંગજેબે દક્ષિણમાં સવારી કરીને, ગોવલકોંડા, વિજાપુર, લીધા, તેથી તેનું રાજ વધી પડયું. પણ રજપુતો સાથે માથાવેરા બાબદ વાંધો પડયાથી, લડાઈ ચાલુ રેહતી હતી. તા૦ ૨૧ મી ફેબરવારી ૧૭૦૭ ને દીવસે ઔરંગજેબ ૮૯ વરસની ઊમરે મરણ પામયો. તે મરવાની અગાઉ તેને હાથે કરૂરકામ થયેલાનો પસ્તાવો કીધો, તે સ્વધરમી હતો. એ પાદશાહ મુવા પછી મોગલવંશી રાજયનું જોર નબળું થતું ગયું.

—•—

## બાહાદુરશાહ.

ઔરંગજેબ મુવો, તેને પાંચ દીકરામાંથી ત્રણ જીવતા હતા, તેમાં અજીમ દીલ્હીની ગા-

દીએ બેઠો, તેણે સંભાજીનાં દીકરા શાહુને કેદ-
માંથી છોડી મુકયો, પણ તેને મો અજીમે મારી
નાખ્યો, ને પોતે બાહાદુરશાહ નામ રાખી પાદ-
શાહ થયો. કામબક્ષ દક્ષિણમાં રાજા હતો, તેની
સાથે લડાઇ ચલાવી એટલામા તે મરણ પામ્યો
સ. ૧૬૭૫ માં.

સ. ૧૫ શે પછી નાનકશાહી નામે નવો
ધર્મ શીખ લોકનો નીકલ્યો, તેમાં હિંદુ, મુસલ-
માનો દાખલ થતા, નાનકથી દસમો પુરૂષ ગુરૂ
ગોવિંદને મુસલમાનોએ મારયો, પણ તેના નવા
સરદાર બંદુએ, બાહાદુરશાહના વખતમાં બંડ
કરયું. તે બંડ એ પાદશાહે બેશાડયું, ને સ.
૧૭૧૨ માં તે ૭૧ વરસનો થઇ લાહોરમાં મરી
ગયો. તે પછી બાહાદુરશાહના છોકરાવોમાં
અણબનાવ થયો. જુલફીકરની મદદથી મોહટા
છોકરા જહાંદારશાહને ગાદી મલી. તેણે તેનો
ભત્રીજો ફરોખશીર નામે બંગાળામાં હતો તેને

જીવતો રાખી, બીજા ભાઇઓને મારી નાખ્યા. તે પછી ફરોખશીરે સૈયદ અબદુલ્લા, અને હુસેનએ બે ભાઇની મદદથી બંડ કરી, જુલફીકરને આગ્રા પાસે હરાવીને માર્યો, તથા દીલ્લીમાં જહાંદારશાહને મારી નાખી; પોતે ગાદીએ બેઠો.

—o—

## ફરોખશીર.

શીખ સરદાર બંદુએ ફરીને બંડ કરયું, તેને ફરોખશીરના સરદારે પકડીને મારી નાખ્યો. પાદશાહ પાસે હુસેને પોતાના ભાઇને રાખી, પોતે દક્ષિણમાં જઇ મરેઠા સરકાર સાથે સલાહ કરી, પણ ફરોખશીરે તે કબુલ નહી રાખવાથી, હુસેને મરેઠા સરકારની ફોજ લઇને સ. ૧૭૧૯ માં ફરોખશીરને મારી નાખ્યો, અને મહમદ-શાહ નામનાં બાળકને ગાદીએ બેશાડાયો; પોતે રાજકારભાર કરવા લાગ્યો. ફરોખશીરે છ વરસ રાજ કરયું.

## મહમદશાહ.

ફરૂખશીરને સૈયદ હુસેને મરાવી નાખવાથી, તેનો સરદાર અસોફખાં ઘણો ગુસ્સે થયો હતો. તે વેળાએ બેહુ ભાઇ સૈયદોમાંથી એક મરી ગયો, અને એકને કાહાડી મુક્યો. મહમદ બાળક હતો તેથી અસોફખાં વજીર થઇ રાજ કારભાર ચલાવવા લાગ્યો.

દીલ્હી ઉપર બાજીરાવ બલાજપેશવાએ સ. ૧૭૩૭ માં સવારી કરી, તેની ભોપાલ પાસે મોહટી લડાઇ થઇ, તેમાં અસીફખાં હારયો, તેથી નર્મદા અને ચંબળા નદીનો વચલો ભાગ તથા પચાસ લાખ રૂપીઆ, મહમદશાહ પાદશાહ પાસેથી બાજીરાવને અપાવી સહલા કરી.

ખંડેરાવ દાભાડેની વડોદરાની ગાદી ઊપર તેના નાહના બાળકને બાજીરાવે બેશાડયો, પિલાજી ગાયકવાડને તેનો રક્ષક ઠરાવ્યો. ગાયક-

વાડના રાજની સ્થાપનાં વડોદરામાં સ. ૧૭૩૦ માં પિલાજીએ કરી.

ઈરાનના નાદરશાહા પાદશાહએ સ. ૧૭૩૮ માં કંદહાર જીતીને દીલ્લી ઉપર સવારી કરી, તેમાં મહમદશાહ કરનાલ પાસે હાર્યો તેથી તાબે કરી પોતે ઇરાન પાછો ગયો; પણ મહમદશાહના લસકરે નાદરશાહ મુવાની ખોટી ગપ ચલાવી, તેથી નાદરશાહ ઘણો ગુસ્સે થઇ, દીલ્હીમાંથી રતનજડીત મોરનું સીંહાસન અને આસરે નવ કરોડ રૂપીઆની લુટ મેલવી, તે સાથે ત્રીસ હજાર માણસોને મારી નાખ્યા; પણ મહમદશાહ તાબે થયો તેથી દીલ્હીની ગાદીએ પાછો બેશાડયો.

દીલ્લીની રાજકન્યા, નાદરશાહના છોકરા સાથે પરણી, તેથી ઘણાક હાથી, ઊંટ, સેકડોં કારીગરોને ઇરાનમાં લઇ ગયો.

અફગાનીસ્તાનનાં અહમદશાહ અબદલ્લી-

એ હિંદુસ્થાન ઉપર સ. ૧૭૪૮માં સવારી કરી, તેને શાહાજાદા અહમદશાહે હરાવ્યો. મહમદશાહ ૨૯ વરસ રાજ કરી સ. ૧૭૪૮ માં મરી ગયો, તેથી તેનો છોકરો અહમદશાહા ગાદીએ બેઠો.

બાજીરાવે શાષટી, વસઇ જીતી લીધા, અને સ. ૧૭૪૦ માં મરણ પામ્યો. તેને બાળાજી, રાઘોબા, સમશેર બાહાદુર ત્રણ દીકરા હતા. તેમાં મોહોટો બાલાજી પેશવા ગાદીએ બેઠો.

બાલાજી પેશવાનું નામ નાહના સાહેબ રાખ્યું, પછી સ. ૧૭૫૦ માં બંગાળા, બાહાર, અયોધ્યા પ્રાંત લીધા, એના ભાઇ રાઘોબાએ હિંદુસ્થાનમાં પેહલી સવારી કરી, અને પેશવાની રાજગાદી પુનામાં ઠરાવી. સ. ૧૭૫૮ માં બીજી સવારી કરી. પંજાબ ઉપર અમલ બેસાડ્યો. તે સમાચાર અહમદશાહને મળ્યાથી મોહોટી ફોજ લઇ મરાઠા ઊપર સવારી કરી હતી.

અહમદશાહ ગાદીએ બેઠા પછી અફગાની

સતાનનાં અહમદશાહ એ બીજી સવારી કરીને પંજાબ લીધું. દીલ્લીના ગાજીઊદીન સરદારે અ-સોહ્જાના છોકરા હોલકરની મદદથી અહમદશાહને સ. ૧૭૫૪ માં મારી નાખ્યો. અને આલમગી રને ગાદીએ બેસાડયો. અહમદશાહે છ વરસ રાજ કરયું.

આલમગીર ગાદીએ બેઠા પછી, પંજાબના અબદલ્લીના સુબાને, ગાજીઊદીને દગાથી કેદ ક-રયો, તેથી સ. ૧૭૫૭ માં ત્રીજીવાર તે આવીને દીલ્લી જીતી લીધું. ને ત્યાં સુબો રાખી પાછો ગયો. તે સુબાને બાળાજીના ભાઈ રાઘોબાએ કાહાડી મુકી પંજાબ લીધું. તે પછી અહમદશાહ અબદલ્લી ચોથીવાર દીલ્લીમાં આવી સ. ૧૭૫૮ માં આલમગીર તથા ગાજીઉદીનને મારી નાખ્યા. અહમદશાહ અબદલ્લીની સાંભે, મરાઠા સરદાર સદભાઉએ ઘણુ લાખની ફોજ લઈ, પાણીપતમાં સ. ૧૭૬૧ માં લડાઈ કરી. તે વેળા અહમદશાહ

ની ફોજ એક લાખની હતી. મરાઠા સરદાર હારયો, અહમદશાહ જીતીને અફગાન ગયો તે પાછો આવ્યો નહી. મરાઠા લસકરના સરદારોનો નાશ થયેલો બાળાજી સાંભળી શોકમાં મરી ગયો. દીલ્હીની ગાદીએ આલમગીર, તે પછી શાહઆલમ નામનોજ પાદશાહ થયો.

—0—

## ઇંગલંડના લોકોનો વેપાર.

હિંદુસ્થાનમાં મલબાર કાંઠે વેપાર કરવાને બાંને સિકંદર લોદીના વખતમાં સ. ૧૪૯૮ માં પોરતુંગીજ લોકો આવ્યા. તે લોકોએ સ. ૧૫૧૦ માં ગોવાને, સ. ૧૫૧૫માં દીવ, સ. ૧૫૫૮ માં દમણ જીતી લીધાં. ઇંગલંડની રાણી ઇલીઝાબેથ પાસેથી અંગ્રેજ લોકે પરવાનો મેલવી વેપાર માટે સુરતમાં સ. ૧૬૧૨માં વખાર કરી. સન ૧૬૪૦ માં મદ્રાસમાં થાણું કર્યું. મુંબઈ બેટ પોરતુંગીજ લોકો પાસેથી અંગ્રેજ સરકારને મલેલું, ક

પનીને સ. ૧૬૬૮માં તાબે થયું. સ. ૧૬૭૫માં ફરેંચ લોકોએ સુરતમાં વેપાર ચાલુ કરયો, અને ચાર વરસ પછી પાંદેચરીમાં ચાલુ કરયું. દેનેરા લોકે ત્રીકકબારમો સ. ૧૭ શા પછી વેપાર ચાલુ કર્યો. તે સર્વે લોકોએ પોતપોતાના રાજા પાસેથી હિંદુસ્થાનમાં વેપાર કરવાની પરવાનગી મેળવીને આવેલા હતા. તેમાં અંગ્રેજ લોકની કંપનીનું નામ ઇસ્ટ ઇંડીયા હતુ.

પ્રથમ સર્વે ઇંગલીશ લોકોનો વેપાર બોહલો ચાલ્યો, તે આસ્તે આસ્તે પોરટુંગીજ અને બીજા નબળા પડી ગયા. ઇંગલીશ અને ફરેંચ વેપારની બે કંપની બાકી રહી. તે વેળા હિંદુસ્થાનના રાજાવો માહોમાહી લડતા તો એક ને અંગ્રેજ તો સામે વાલાને ફરેંચ કંપની લડાઇની મદદ કરતા; તે મદદનાં બદલામાં જમીન ગામો લેતા, યુરોપમાં ઇંગલંડ અને ફરેંચ સરકારને લડાઇ થવાનાં સમાચાર હિંદુસ્થાનમાં

આવવાથી, ખુલ્લી રીતે અંગ્રેજ અને ફરેંચમાં વેર થયું, ફરેંચના ૩૦૦૦ને આસરે લસકર આવી સ. ૧૭૪૬ માં મદ્રાસ લીધું. તેમાં અંગ્રેજને બંધીવાન પકડીયા. તે સમાચાર ઇંગ્લંડ ગયાથી પાંદિચરી ઉપર અંગ્રેજે ઘેરો નાખ્યો. સ. ૧૭૪૮ માં ફરેંચ અને અંગ્રેજને સહલા થયાથી મદ્રાસ અંગ્રેજને પાછું મલ્યું.

પ્રતાપસીંહ નામે દાસી પુત્રે શાહુરાજાની તંજારની ગાદી લીધી હતી. ત્યારે શાહુરાજાએ અંગ્રેજને દેવીકોટનો કીલ્લો આપવો કરી મદદ માગી. એટલે પ્રતાપસીંહે દેવીકોટ અને વધારે મુલક અંગ્રેજને આપી સ. ૧૭૪૯ માં શાહુરાજાની મદદ છોડવી.

નીજામ નાસીરજંગના અને આરકાટનો નવાબ અનવરૂદીનનાં તે વેળાયે મુઝફરજંગ અને ચંદા શાહેબ સત્રુ થયા, તેણે ફરેંચની મદદ લીધી. નાસીરજંગ અને અનવરૂદીને અં-

ગ્રેજની મદદ લીધી. તે લોકોની કેટલીક લડાઇ થઇ, તેમાં ફરેંચ જીત્યા, તેથી આરકાટની ગાદી ચંદા શાહેબને અપાવી. તેના બદલામાં પાંદેચરી પાસેના ૮૧ ગાંમ ફરેંચે લીધા.

નાસીરજંગને ફરેંચ ગવરનર દુપલીએ પઠાણો પાસે મરાવી નાખી, નીજામનો છોકરો સળાબતજંગને નીજામની ગાદીએ બેસાડયો. તે પછી અંબુર પાસે લડાઇ થઇ તેમાં આરકાટનો મુઝફરજંગ હારયો, અને તેનો છોકરો મહમદઅલી ત્રીચનાપલી તરફ નાશી ગયો. એટલે ફરેંચે ત્રીચનાપલી ઉપર મોહોટી ફોજ મોકલી ઘેરો નાખ્યો. અંગ્રેજ ગવરનર રાબરટ કલેવે ત્રીચનાપલી ઉપરનો ઘેરો ઉઠાવવાની તજવીજ કરવા લાગ્યો.

અંગ્રેજ ગવરનરની અકલથી ગોરા અને કાળા પાંચસો માણસની ફોજે નવાબની રાજગાદી આરકાટ ઉપર હુમલો કીધો, તેથી ફરેંચ લસકર રાજ ગાદી આરકાટનો બંચાવ કરવા ગયાં;

એટલે સ. ૧૭૫૧ માં મહમદઅલી છુટયો.

ફરેંચની મદદ પછી ચંદા સાહેબને ન મળવાથી તંજાવરના રાજાના હાથમાં તે પકડાયો, તેને મારી નાખ્યો. અંગ્રેજે અરકાટની ગાદી ઉપર મહમદઅલીને સ. ૧૭૫૪ માં બેશાડયો.

સુરાજ ઉદવલા નામે બંગાળાના સુબાએ સ. ૧૭૫૬ માં કલકત્તા જીતીને ૧૪૬ અંગ્રેજોને અંધારી કોટડીમાં કેદ કર્યા, તેથી તેનો સવાસ ગુંગળાઇને મુવા. સ. ૧૭૫૭ માં અંગ્રેજ સરદાર કલૈવે આવીને કલકત્તા પાછું લીધું. સુરાજ ઉદવલાની ગાદીએ મીરજાફર સરદાર પોતે બેસવાની મતલબથી લડાઇમાં સુરાજ દવલાને મારી નાખ્યો.

અંગ્રેજ અને ફરેંચ વચ્ચે કરણાટકમાં સ. ૧૭૬૧ માં લડાઇ થઈ હતી. ફરેંચ સરદાર લાલીએ મદ્રાસને ઘેરો નાખ્યો, અંગ્રેજે મદ્રાસ અને ફરેંચનું પાંદીચરી લીધું. ફરાન્સ સરકારે લાલી સરદારને પાછો ફરાન્સમાં બોલાવી મારી

નાખ્યો. સ. ૧૭૬૧ પછી હિંદુસ્થાનમાં ફક્ત અંગ્રેજ કંપની રહી. તે વેળાએ નીજામ પાસેથી ઊત્તર તરફના અંગ્રેજને પાંચ પ્રાંત મલ્યાં. ફરાંન્સ સાથે અંગ્રેજને સલાહ થવાથી પાંદીચરી નું પ્રાંત ફરેંચને પાછું મલ્યું.

મીરજાફર ગાદીએ બેઠા, પછી કબુલાત પ્રમાણે અંગ્રેજને નાણાનું ભરાયું ન થવાથી અંગ્રેજે તેના જમાઇ મીરકાસમને ગાદીએ બેસાડયો. જકાત બાબત તેને વાંધો પડવાથી તે અયોધ્યામાં નાશી ગયો. ફરીને મીરજાફર નવાબ થયો, પણ તે મરી ગયો.

સ. ૧૭૬૪ માં અંગ્રેજના લસકરમાં બેદીલી થવાથી મેજર મનરોએ એ બંદોબસ્ત કર્યો સ. ૧૭૬૫ માં લારડ કલેવ કલકત્તાનો ગવરનર થઇને ઇંગલંડથી આવ્યો. તે વેળાના નવાબ નીજામ ઉદવલાને ૫૦ લાખ રૂપીઆનું શાળીયું બાંધીને, તેનો રાજ કારભાર અંગ્રેજે લી

ધા. તે પછી બહાર, ઓઢીઆનાં પ્રાંતો લીધાં.

—o—

## હૈદરઅલી.

મૈસુરના ચીક કરણ્ણુ રાય રાજાનો કારભારી નંદરાજ હતો તેનેઃ હૈદરઅલીનામે અગાઉના સરદારે પોતાના કરણ્ણુ રાય રાજાને તથા નંદરાજ કારભારીને નેમણુંક ઠરાવી, પોતે રાજ કરવા લાગ્યો. સ. ૧૭૬૭ માં અંગરેજ સાથે તેને લડાઇ થઇ, તેમાં એક બે વખતે હારીને અને હરાવીને સ. ૧૭૬૯માં એક બીજાને મદદ આપવાનું ઠરાવીને સલાહ કરી,સ. ૧૭૭૪માં કલકત્તાના ગવનર હસ્તીગે અયોધ્યાના નવાબને મદદ કરી રોહીલા લુટારાનો નાશ કીધો. મરાઠા હૈદર ઉપર પાછી ચહડાઇ કરી, તે વેળાએ અંગરેજે તેને મદદ ન કરી, તેથીઃ અંગરેજના સરદાર બેલી સાથે સ. ૧૭૮૦ માં કાંચીપુર પાસે લડાઇ કરીને હરાવ્યો.

સ. ૧૭૮૧ માં અંગ્રેજના શરદાર કુટને

ઉપલી જગ્યાએ હરાવ્યો. તે પછી હેદરના છોકરા ટી પુએ અંગ્રેજ સરદાર બ્રાથવેટને પ્રથમ અને બી જી વેળા કુટ સાહેબને હરાવ્યો. સ. ૧૭૮૨ માં હેદર મરણ પામ્યો, તેથી એક બીજાનો મુલક પાછો આપવાને ઠરાવી સલાહ કરી. તે વેળાએ કલકત્તામાં હેસ્તીંગ નામે ગવરનર હતો.

સ. ૧૭૭૨ માં માધવરાવ પેશવા દક્ષીણ માં મુવા પછી તેની જગ્યાએ તેનો ભાઈ નારા યણ પેશવા થયો. પેશવા અને અંગ્રેજ સાથે લ ડાઇ ચાલી પણ સ. ૧૭૮૨ માં સલાહ થઈ. કાશીના રાજા અને અયોધ્યાના નવાબની માતા પાસેથી હેસ્તીંગે જબરદસ્તીથી ખંડણીના પૈ સા કહડાવ્યા તેથી તેના ઉપર અનીતીથી રાજ્ય ચલાવવાની ફરીઆદ થઈ. સ. ૧૭૮૫ માં તેને ઇંગલંડ જવું પડ્યું. તેની બદલીમાં લાર્ડ કાર ન વાલીશ ગવરનર થયો. તેણે અયોધ્યાના ન વાબની ખંડણી ઓછી કરી, નીજામ તથા મ

રેઠા સાથે સલાહ કરી.

અંગ્રેજ સરકારે પેશ્વાઅને નીજામની કુમક લઈટીપુ સાથે પાછી લડાઈ ચલાવીને હરા વ્યો. સ. ૧૭૯૩ માં ટીપુનું અરધું રાજ્ય લઈ રાજકર્તાઓએ બધાને સલાહ કરી.

નારાયણ પેશ્વા મરણ પાંમવાથી તેની જ ગ્યાએ સવાઈ માધવરાવ થયો, તેણે આપઘાત કરયો, તેથી બાજીરાવ પેશ્વા થયો, ડચ લોકો પાસેથી સીંહલદ્વીપ સ. ૧૭૯૫ માં અંગ્રેજ સ રકારને મળ્યો.

સ. ૧૭૯૯માં ગવરનર વેલસલીએ ટીપુ સાથે લડાઈ કરીને તેનું રાજ લીધું. સ. ૧૭૯૯માં સુ રતનાં અને તંજાવરના નવાબને સ. ૧૮૦૧ માં આરકોટના નવાબને વરશાસન બાંધી ને તે નો શરવે મુલક અંગ્રેજે લીધો.

બાજીરાવ પેશ્વાનો સરદાર સીંધીઆ અ ને હોલકરે પુનાની ગાદીનું રાજ્ય દબાવ્યું, તે

થી બાજીરાવે વસઇમાં આવી અંગ્રેજની મદદ થી તા૦ ૩૧ મી દીસેમબર સ. ૧૮૦૨ ને દીવસે બાજીરાવ પાછો ગાદીએ બેઠો. સ. ૧૮૦૩ માં અંગ્રેજ સાથે વરાડના રઘુજી ભોસલા અને દોલતરાવ સીંધીઆને લડાઇ ચાલુ થઇ, તેમાં વરાડનો રઘુજી સ. ૧૮૦૩ માં અને સ. ૧૮૦૪ માં દોલતરાવ હારયા તેથી અંગ્રેજના હાથમાં ઘણો મુલક આવયો. દીલ્હીના શાહઆલમને વરશાસન પંદર લાખ રૂપીઆનું બાંધીને તેનો મુલક અંગ્રેજે લીધો. સ. ૧૮૦૪.

સિંધીઆ અને હોલકરે સ. ૧૮૦૪ માં વેલસ્લી ગવરનર સાથે લડાઇ ચલાવી, સ. ૧૮૦૫ માં સિંધીઆ સાથે મલકમ શાહેબે અને હોલકર સાથે લેક શાહેબે નુકશાન ખમી સલાહ કરી.

અંગ્રેજને નેપાલના વિક્રમ રાજાનાં ભીમસિંહ સરદાર સાથે સ. ૧૮૧૪ માં લડાઇ થઇ, તે પાહડી પ્રાંત હોવાથી અંગ્રેજ હારયો,

પછી લડાઇ કરીને સ. ૧૮૧૬ માં સલાહ કરી.

અંગ્રેજ સાથે પેશ્વાને વારમવાર લડાઇ ચાલુ રહેલી હતી તે સ. ૧૮૧૮ માં આઠ લાખ રૂ પીઆનું વરશાસન બાંધીને બાજીરાવ કાશીમાં જઇ રહ્યો. તેથી પેશ્વાનો આખો માહારાષ્ટ દે શ અને ગુજરાતનો ભાગ અંગ્રેજને મળ્યો.

નાગપુરનો રાઘોજી સ. ૧૮૧૬ માં મરણ પા મ્યો, તેની ગાદી સાજી તેના છોકરાને મ ળી પણ તે આપઘાત કરી મરણ પામ્યો, તેનો કુટુંબી આપા શાહેબ ગાદીએ બેઠો, તેણે અં ગ્રેજ સાથે લડાઇ કરીને હારયો તેથી સારવે દે શ અંગ્રેજને તાબે થયો સ. ૧૮૧૮ માં.

પીંઢારા—અગાઉથી લુટારાવોની ટોલીઓ મલીને જંગલમાં રાહાદારીઓને લુટતાં અને ગા મો ઉપર ધાડાવો નાખતા હતાં તેનો અંગ્રેજે સ. ૧૮૧૮ માં બંદોબસ્ત કીધો.

ખાનદેશ—રાજાને અંગ્રેજ સાથે લડાઇ

ચાલુતી હતી તેમાં આશામ, આરાકાન,ટીના સ
રીમના પ્રાંતો અંગ્રેજને સ. ૧૮૨૬ માં મળ્યાં.

કાબુલ—ની ગાદી નો દાવો કરનાર શાહસુજા કલકત્તાના લારડ આકલંડને સરણ થયો, તેથી પંજાબના શિખ્ખ રાજા રણજીતસીંગ સાથે સ. ૧૮૩૮ માં સલાહ કરીને કાબુલના દોસ્ત મહમદ સાથે લડાઈ કરીને હરાવ્યો, અને તેની રાજ ગાદીએ શાહસુજાને સ. ૧૮૩૯ માં બેસાડયો: સ. ૧૮૪૧ માં ફરીને બંડ થયું તેમાં શાહસુજાને મારી નાખ્યો. તેની મદદે અંગ્રજી લસકર ગએલું તેને પણ દુખ ખમવું પડયું; સ. ૧૮૪૩ માં દોસ્ત મહમદ પાછો ગાદીએ બેઠો.

સિંધ—સિંધના અમીરો સાથે સર ચારલસને પીઅરે હૈદ્રાબાદના મીઆણી ગામમાં લડાઈ કરીને સિંધનો આખો પ્રાંત સ. ૧૮૪૩ માં લીધો.

પંજાબ—પંજાબના રાજા રણજીતસિંગ સ. ૧૮૩૯ માં મરણ પામવાથી તેનો નાહનો બા-

ળક દુલીપસિંગ ગાદીએ બેઠો. રાજનો વહીવટ તેની માતા કરતી હતી. તે અને બીજા શીખ રાજાઓએ અંગ્રેજી પ્રાંત ઉપર હલ્લો કર્યો પણ શીખ લોકો હાર્યા, એટલે સતલજ નદીની વચેનો પ્રાંત અંગ્રેજને આપી સ. ૧૮૪૬ માં સલાહ કરી. તે પછી અંગ્રેજ અને શીખ સરદારો સાથે પછી લડાઇ ચાલી. તેમાં શીખ લોકો હારવાથી, પંજાબનો સારો પ્રાંત અંગ્રેજને સ. ૧૮૪૯ માં મળ્યો.

બ્રહ્મી દેશ ઉપર સ. ૧૮૫૨ માં કલકત્તાના ગવરનર જનરલ લારડ ડેલહાઉસીએ લશ્કર મોકલ્યું, તેમાં બ્રહ્મી લોક હારવાં તેથી સ. ૧૮૫૩ માં પેગુ, રંગુનનો મુલક અંગ્રેજને મળ્યો.

નાગપુર—નો રાજા ભોંસલો મરણ પામ્યો, તેનો વારસ કોઇ ન હોવાથી સ. ૧૮૫૪ માં તેનું રાજ અંગ્રેજને મળ્યું. સ. ૧૮૫૬ માં અયોધ્યાના નવાબની ગેરવાજબી ચાલને લીધે તેનો પ્રાંત અંગ્રેજે લીધો.

# વંશાવળી.

## ગીજનો વંસ.

અલપ્તગીને—૧૫
સબક્તગીને—૨૦
સુલતાન મહમદે—૩૩
મસાઉદે—૧૦
માદુદે—૯
અબદુલ હસને—૨
ફરૂક ઝાદે—૭
ઈબ્રાહીમે—૩૧
મસઉદ બીજો—૨૫
અરસલાન શા—૪
બેહરામે—૩૪
ખુશરૂશાહે—[illegible]

[illegible]

[illegible]
[illegible]—૧
[illegible]—૪
[illegible]
[illegible]—૨

## ગુલામ વંશ

કુતબુદીને—૪
આરામ—૧
અલતમશે—૨૫
રજીઆ બેગમે—૩
મવજુદીને—૨
અલાઉદીને—૫
નાશરૂદીને—૨
ગ્યાસુદીને—૨૦
કેકુબાદે—૨

## ખીલજી વંશ.

જલાલુદીને—૭
અલાઉદીને—૨૧
મુબારકે—૪

## તઘલખ વંશ.

ગ્યાસુદીને—૪
મુહમદખાંએ—૨૬
ફીરોજુદીને—૩૭
નાસરૂદીને—૪

અબુબકર—૧
મહમદે—૧૮
દોલતખાં લોદી—૧।

સૈયદ વંશ.

ખીજરખાં—૭
મુબારકે, મહમદો } ૨૯
અલાઉદીને }

લોદી વંશ.

બહિલોખાં—૩૮
શિકંદરે—૨૮
ઇબ્રાહિમે—૧૦

મોગલ વંશ.

બાબરે—૪
હુમાયું—૨૬
અકબરે—૫૦
જહાંગીરે—૨૨
શાહજહાં—૩૧
ઓરંગજેબે—૩૯
બહાદુર શાહે—૫
જહાંદારશાહ—૧
ફરોકશીરે—૬
મહમદશાહે—૨૯
અહમદશાહે—૬
આલમગીરે—૫

મરેઠા વંશ

શિવાજી—૧૬
સંભાજી—૯
રાજારામ } ૧૮
તારાબાઈ }
શાહુરાજા—૪૨
રામરાજા બીજો—૨૮
શાહુરાજા બીજો—૩૧
પ્રતાપસિંહ—૧૦

પેશવા વંશ.

બાળાજીએ—૬
બાજીરાવે—૨૦
નાનાસાહેબ—૨
માધવરાવે—૧૧
નારાયણરાવે—૨
સવાઈ માધવરાવે—૨૧
બાજીરાવ બીજો—૨૨

સમાપ્ત